

એક્ઝિબિશન બુક નંબર ૫

# દિલ્હી દરબાર.

(ત્યાં ભરાયેલા મ્હોટા શહેનશાહી દરબારનું)

ખાસ

# પ્રોગ્રામ.



અસલ પ્રમાણે જોવાને તેવા જીવતા આકારમાં

બતાવી આપનાર

આખી દુનિયામાં સિનેમેટોગ્રાફના રાજા

## બાયોસ્કોપ.

યોજક

## બી. એમ. વર્મા.

અમદાવાદ-યુનિયન પ્રીન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડ.

કિંમત ૧ આનો



# પ્રવેશક.

સિનેમેટોગ્રાફના રાજા બાયોસ્કોપ નાં કરેલાં કામ જેનું કેટલા એકના જાણવા બહાર હોવાથી આ સ્થળે બતાવવાને અગત્ય છે.

આજ સુધી સ્વપ્ને પણ નહિ ધારેલા એવા અજાયબ અને આનંદી ખેલનો આ એક જબર જસ્ત ભંડાર જન સમુહમાં ઘડીભર નહિ માની શકાય એવી વાતો બાયોસ્કોપ ... રે પ્રત્યક્ષ બતાવી આપે છે. જે હકિકત ... કે લખવાથી સમજાવવી બહુ મુશ્કેલ થઈ પડે તે પ્રત્યક્ષ રીતે બાયોસ્કોપ નજરે બતાવી આપે છે દુનિયાની અંદર બનતા બધા બનાવો-જેવાને તેવા જીવતા આકારમાં બતાવી આપનાર જો કોઇ હોય તો તે બાયોસ્કોપ જ છે તેની પહેલી શોધ.

---

# ખાસ ચેતવણી.

ફ્રાન્સના લાયન્સ શહેરમાં મેસર્સ ઓગસ્ટ એન્ડ લુઈ લુમિઅરે સિનેમેટોગ્રાફ ઇસ્વિસન ૧૮૯૫ માં પહેલ વેહેલો શોધી કાઢયો, અને યુરોપ અમેરિકામાં બતાવ્યો પછી ઇસ્વિસન ૧૮૯૬ માં આજથી સાત વરસ પહેલાં મુંબઈ શહેરમાં થોડા દિવસ બતાવવામાં આવ્યો, અને

પાછો લંડનનાં થીયેટરોમાં બતાવવામાં આવતો
અમારા આડતીયા મેસર્સ ડબલ્યુ ટી. સી. એલે મ્હે
સાહસથી જે સુધારો વધારો કર્યો તે સિનેમેટોગ્રાફ આ
**આખી દુનિયામાં સિનેમેટોગ્રાફના રાજા "બાયા
સ્કોપ"** નામથી ઓળખાય છે. આજ કાલ બાયોગ્રાફ,
વિટોગ્રાફ, મોટોગ્રાફ, કિન્ડોગ્રાફ, એનિમેટોગ્રાફ, મોટે
સ્કોપ અને એવા જ બીજા કેટલાએક ગ્રાફો એ સર્વ
નેમેટોગ્રાફની નકલ કરેલી છે, પણ ... દુનિ
જો કોઇ તેઓ સિનેમેટોગ્રાફનો રાજા ... તે
**બાયોસ્કોપ** જ છે.

અમારા પ્રોગ્રામની બુકોમાં અમે દરેક
(ખેલના) ચિત્રો આપ્યાં હતાં પણ તે જોઇને બ
યે અમારા કામની નક્કલ કરવા માંડી, આવા
લોકો જેની દુષ્ટ રીત ભાત બીજાના વખતનો ખર્ચ
અને મગજની ખુવારીના પરિણામની નક્કલ ઉપર ..
છે, તેનાથી કાંઇક પણ સાવચેત રહેવા હવેથી અમે
બુકોમાં ચિત્રો આપવા બંધ કર્યા, તેમજ બીજી ..
પણ વિસ્તારથી નહિ લખતાં ટુંકામાં લખવા યોગ્ય મ

અમે બીજાના ખેલ હરી લેતા નથી કે ખોટી
દરશાવતા નથી. અમે વારમવાર જોયું છે કે અમારી ન
કરનારના ખેલ ઉપર ઘણી ટીકા છપાએલ છે.

ઉંચા પ્રકારના ખેલનું સ્ટેન્ડર્ડ મેળવવા દરેક જણ યત્ન કરે, પણ તેમ થવું તે વારમવાર નકામું જાય છે. મુખ્યત્વે કરીને લડાઇની બાબતમાં કારણકે; અમારા કામ કરનારાને બહુજ જોખમ કારી વખતે કેટલાએક નવા ખેલ બનાવતા જીવના જોખમમાં ઉતરવું પડે છે.

અમે નક્કલ કરતા નથી, નક્કલ કરવી તેને અમે ખરેખર ખુશામત માનીયે છીયે, તોપણ હરીફોનુ નવું બનાવેલ કામ જોવાને અમો ઇચ્છીયે છીયે, તેમજ કોઈ પણ પ્રકારની રહેલી ખામી સુધારવાને સલાહ અને મદદ ઇચ્છે તેને આપીયે છીયે આ દુનિયા ઉપરના સર્વે સિનેમેટોગ્રાફમાં અમારો **બાયોસ્કોપ** અદેખાઇ કરે તેવા માન સાથે પહેલે નંબરે ગણાયો છે, કેમકે અમોયે હજારોને ખર્ચે આ કામ મ્હોટી હિંમતથી ઉઠાવી લીધું, તેમાં ખર્ચનો હિસાબ નથી, તેમજ જેમ જેમ લોકોના જાણવામાં આવે છે તેમ તેમ સંતોષ પણ મળતો જાયછે.

મ્હોટાં શેહેરોમાં જોનારાઓની મેદની વચ્ચે મ્હોટાં થીએટર કમ્પાઉન્ડ અને વાડામાં બેસવાની જગ્યા પુરી પડી શકી નહિ, એટલે નિરૂપાયે ટિકીટો આપવી બંધ કરી. તેથી મોડા આવનારાઓયે. ટિકીટો મેળવવા માટે હલ્લો કર્યો, છેવટ તોફાનનું રૂપ થતાં પોલીસની મદદ લેવા જરૂર પડી.

બેસવાને જગ્યા હશે તોજ ટિકીટ આપવામાં આવે છે, કાંઈ પણ વધારે ચાર્જ લીધા વગર ઘટતા વખતે રીઝવર્ડ કરી આપવામાં આવશે.

# ટીકીટનો ભાવ.

| ઑારચેસ્ટા. | પહેલો વર્ગ. | બીજો વર્ગ. | ત્રીજો વર્ગ. | છેલ્લોવર્ગ |
| --- | --- | --- | --- | --- |
| રૂા ૩—૦—૦ | ૧—૮—૦ | ૧—૦—૦ | ૦—૮—૦ | ૦—૪—૦ |

ઘટતા પોશાક વગર કોઇને તેમજ વેશ્યા સ્ત્રીઓને દાખલ કરવામાં આવશે નહિં, કોઈ પણ માણસને ટિકીટ મળ્યાં છતાં દાખલ નહિ કરવાની સત્તા **બાયોસ્કોપના મેનેજર** ધરાવે છે.

આ પ્રોગ્રામમાં લખેલા ખેલો ઉપરાંત બીજા ઘણા નવા નવા ખેલો પણ બતાવવામાં આવે છે કે જેનો ભંડોળ બહુજ મોટો છે.

વિદ્યાર્થી પોતાનું સર્ટીફિકેટ હાજર કરશે તો અરધો ચાર્જ લેવામાં આવશે તેમજ આબરૂદાર કુટુંબના બૈરાં માટે ખાસ ઇલાયદી ગોઠવણ કરી આપવામાં આવશે કે જેને માટે રૂા ૦—૮—૦ લેવામાં આવે છે.

**બી. એમ. વર્મા.**

પ્રોપ્રાયટર ઓફ બાયોસ્કોપ.

# મ્હારી નોધ.

અમારા હાસ્ય જનક દેખાવ સર્વે સભ્યતાવાળા છે. નાટ્યની પેઠે અમારા ખેલોમાં કાંઈ લજ્જા સ્પદ કે ઉઘાડા દેખાવો બતાવવામાં આવતા નથી.

કોઈ પણ વખત અને દિવસના પ્રોગ્રામમાં ખેલનો વધારો ઘટાડો અને બીજા ફેરફાર કરવાનું અમારી સગવડ અને મ્હારી સત્તા ઉપર આધાર રાખે છે.

બી. એમ. વર્મા
પ્રોપ્રાયટર બાયોસ્કોપ.

---

# દિલ્હીનો શેહેનશાહી દરબાર

દિલ્હી કૅમ્પ........

એક મહાન બનાવ આજે અત્રે બન્યો છે. હિંદના ઇતિહાસની એક અગત્યની નોંધ આજે લેવાણી છે. મનુષ્ય જાતના ઇતિહાસમાં કાળે કરીને બનતા બનાવો માંહેનો એક આ છે. અને તે **દિલ્હીનો પ્રખ્યાત શેહેન શાહી દરબાર** છે. દિલ્હીનો આ દરબાર આખરે ભરાઇને સમાપ્ત પણ થઇ ચુકયો તેનો રોબદાર દેખાવ માણસાઇ નજર આગળથી ગુમ થઇ ગયો છે. જોકે ભેજાંની નજર આગળ તે હજી ભમે છે. જાણે એવું લાગે છે કે એક મહાન્ સ્વપ્ન સર્વ કોઇ જોઇ ઉઠયા હોય, ફરક એટલોજ કે એ સ્વપ્ન માત્ર મેક અંગત શખ્સનો નથી. પણ એક આખી પ્રજાનો–અને તે જેવાને તેવા સજીવન આકારમાં—જયારે ઇચ્છીયે ત્યારે મ્હોટી અજાયબી વચ્ચે અમો સિનેમેટોગ્રાફના રાજા બાયોસ્કોપ પોતાના યાંત્રિક બળથી બતાવવા શક્તિમાન્ છીયે.

હિંદના ઇતિહાસમાં પ્રખ્યાત થયેલા અને મોગલ બાદશાહોના અમલ દરમિયાન પોતાની જાહોજલાલીની પુર ટોચે ન્હડેલા **દિલ્હીના આ ઐતિહાસિક** શહેર

આગલા વખતમાં પોતાની રેલ છેલ્લ થતી આબાદી દરમિયાન ઘણાક ઠાઠમાઠ અને ભભકાવાળા દેખાવો જોયા હશે. અને બાદશાહોની ભભકાભરી સ્વારી તથા સરઘસો નિહાળ્યા હશે પણ ખરૂ કહીયેતો દુનિયાની હસ્તી પછી કોઈ પણ બળવાન બાદશાહના બળની મોટાઇ દેખાડનારો આ દિલ્હી દરબારના જેવો દબદબા ભર્યો અને રોબદાર દેખાવ આગળ કદી થયો નથી. જે દેખાવ દિલ્હી શહેરે જોયો છે તેનું શબ્દોમાં વર્ણન કરવું અશકય છે.

કિંમતી કસબી કપડાંઓના સાજ અને નક્કર રૂપાની ચકચકિત અંબાડીયોથી સજ્જ થયેલા **બસ્હો હાથીયો,** સેંકડો ગાડીયો, અને ઘોડે સ્વારો સાથનું **આ સરઘસ લગભગ સાત માઈલ જેટલી ભારે લાંબી મજલ સુધી લંબાયુ હતું** અને તે મધ્યેના એકેક પછીના દેખાવોયે ખોટા દમામથી અંજાઇ નહિં જાય એવાં ફિલસુફી ભેજાંઓને પણ આ દેખાવે ચકિત કરી નાખ્યા. સરઘસ પસાર થવાનો આખો માર્ગ ફુલ પાનો આરકાઓ વાવટાઓ અને તોરણથી દીપી નીકળતો હતો. અને દિલ્હીનું રેલવે સ્ટેશન એક સ્વર્ગના ઈંદ્ર ભવન જેવું થોડો વખત ફેરવાઈ ગયું હતું.

સવારના સાત વાગતાંથી જ શહેરમાં કાંઇ અજબ

દોડ ધામ ચાલુ થયેલી જણાઈ હતી. દાંત કચકચાવે અને હાડેહાડ ધ્રુજાવે તેવી સખત ઠંડી છતાં લોકોની દોડધામ શોભેતા કરતાં બહુ વહેલી અને વિશેષ્ય જણાતી હતી. અને સરવે કોઇ **બડા લાટ સાહેબ** આવવાની વાતો કરતા દોડતા જણાતા હતા. કેમ જે લૉર્ડ કરઝનની આ પધરામણી બાદશાહી ઠાઠ માઠ સાથે થનાર હોવાથી તેમજ સોના, ચાંદી, અને હિરાજડિત કસબી ઝુલોથી શણગારેલા હાથીઓની મોટી સંખ્યા સામેલ થનાર હોવાથી વિશેષ્ય ઉલટ જણાતી હતી.

બરાબર સાડા અગિયારને ટકોરે ઈસ્ટ ઇંડીયન રેલવે કંપનીની એક ખાસ ટ્રેન નામદાર વાઇસરૉય, તેની બાનુ તથા તેના રસાલાના અમલદારોને લઇને દિલ્હીના સ્ટેશન ઉપર ફુફાડા મારતી આવી પહોંચી, તરત જ કિલ્લા ઉપરની તોપ ખાતાની ટુકડીયે ફોડેલી એકત્રીશ તોપોના બુલંદ ધડાકાથી આખા દિલ્હી શહેરને થોડીક પળમાં ખબર મળી ગઇ. સ્ટેશન ઉપર તે નામદારને આવકાર આપવા જાણે આખું હિંદ ભેગું મળ્યું હોય. એવો દેખાવ થઇ રહ્યો હતો. નામદાર વાઈસિરાયની બાનુ પણ તેની સાથે ઉતરી હતી અને પોતાના મળતાવડા ખવાસથી સરવેને ખુશ કરતી હતી અને હિંદુસ્તાનના માનવંતા રાજયવંશીયો અરસ પરસ ખેર આફીયત પુછતા હતા. તે-

ટલામાં નામદાર ડયુક અને ડચેસ ઑફ કૉનૉટને લ-
ઇને મુંબઈથી ઉપડેલી ખાસ ટ્રેન બરાબર પોણા બારને
વખતે સ્ટેશનના પ્લૅાટ ફૉર્મ ઉપર આવી પહોંચી. કે તેના
માનમાં કિલ્લા ઉપરથી એકત્રીશ તોપોના ધડાકા થયા અને
બૅન્ડના સુંદર સરોદ અને લશ્કરી હથિયાર ના નમન ના
માન વચ્ચે શેહેનશાહના એક પુરા ભાઇએ પોતાની ખુ-
બસુરત મહોરદાર સાથે દિલ્હીના પ્રખ્યાત સર જમીન
ઉપર પગ મેલ્યો.

દેશી રાજ્ય વંશીયો માંહેલા જેઓ આ સરઘસમાં
બીરાજનાર હતા, તેઓએ પોતાની તૈયારી કરવા માટે
સ્ટેશનની બહાર તૈયાર રાખેલા પોતાના હાથીયોની અં-
બાડીમાં બેઠક લીધી, આ હાથીયોનો શણગાર તેઓના
પગથી તે માથા સુધી સોના ચાંદીના કસબ તથા હિરા
જડિત સાજ સાથે ઢંકાએલા હતા, તેમની ઉપરની સાજ
અને ઝુલ સોના તથા ચાંદીના વજનથી છલછલ થતી હતી;
અને સુર્યના કિરણોમાં આંખને આંજી નાંખે તેવો ચળ-
કાટ મારતી હતી. નામદાર વાઇસરૉય તથા નામદાર ડયુક
માટેના હાથીઓ બહુ જ ગંજાવર કદ અને ઉંચાઈના હતા,
અને પોતે કેવા ઐતિહાસિક અને મહાન બનાવમાં ભાગ-
લેનાર છે, તથા પોતા ઉપર કોણ નામાંકિત નરો સ્વારી
કરનાર છે તે જાણે તેઓ જાણતા હોય તેમ ગંભીર અદબ

અદાથી અને રાજ્ય વંશી તોરથી ખડા રહ્યા હતા. બરાબર બારને ટકોરે નામદાર વાઇસરૉય તથા તેની બાનુ અને નામદાર ડયુક ઑફ કૉનૉટ તથા તેની બાનુયે પોત પોતાના હાથીઓ ઉપર બેઠક લીધી. અને સોનેરી અંબાડી અને સોનેરી ઝુલ ઉપર સુર્યના કિરણોના પડતા પ્રતિબીંબથી સફેદ પોશાકમાં સણગારાયેલી લેડી કરઝનની કાન્તીમાં કાંઈ અલૌકિક ઉમેરો થયો. નામદાર ડયુક અને ડચેસ ઑફ કૉનૉટે તેવાજ એક હાથી ઉપર બેઠક લીધી. અને બીજા હિંદી રાજ્ય વંશીયોની સોના રૂપાની સુર્ય પ્રકાશમાં ઝળકતી હારમાંથી તે નામદારો પસાર થયા. ત્યાં આતુરતાથી ડોકીયા કરતા સમાજની ભેગી મળેલી ગીરદીનું વર્ણન કરવું અશકય છે.

કહેવાને અગત્યનું થઈ પડશે કે સ્ટેશન ઉપર હાજર રહેલા રાજ્ય વંશીયો તથા યુરોપિયનો જે આ બાદશાહી સરઘસમાં ભાગ લેનાર નહિ હતા, તેઓ આ સરઘસનો દેખાવ નિહાળવા માટે ચાંદની ચોકમાં ઉભા કરેલા ખાસ મંડપમાં ગોઠવાઈ ગયા હતા.

## સરઘસ.

પંજાબની પોલીસનો ઇન્સપેકટર જનરલ.

નામદાર વાઇસરૉયના એસકોર્ટનો ડેપ્યુટી આસિસ્ટંટ કવાર્ટર માસ્તર જનરલ.

૪ થી રૅાયલ આયરીશ પલટણની એક ટુકડી.
ઘોડે સ્વાર પલટણની ટુકડી.
તોપ ખાનું.
૪ થી ડ્રેગુન ગાર્ડઝ પલટણની ત્રણ ટુકડીયો.
નામદાર વાઇસરૅાયના ઍસ કોર્ટનો ઓરડરલી
અમલદાર.
ડેપ્યુટી ઍસીસ્ટન્ટ, ઍડજ્યુટન જનરલ નામદાર
વાઇસરૅાયના એસકોર્ટનો વડો,
હેરલ્ડ અને બેંન્ડ.

## " ઈમ્પીરિયલ કેડેટ કોર્પસ્ "

ડ્રેસ આસમાની ફેંટાની વચ્ચે સોનેરી કલગી, સોનેરી ભરતવાળો સફેદ કોટ, ભુરી બાજુઓ વાળો સોનેરી કમર પટો; બરફ જેવા સફેદ ચિત્તાની ચકચકિત ચામડીથી મઢેલાં જીન અને કાળા ઘોડા જેમાં

## સરદાર તરિકે.

નામદાર ઈડરના મહારાજા.

## લેફ્ટેનન્ટ.

નામદાર જોધપુરના મહારાજા.
નામદાર કિસનગઢના મહારાજા દીપસીંહજી.

# બીજા રાજ્ય વંશીયો.

નામદાર જાવરાના નવાબ સાહેબ.
નામદાર રતલામના રાજા સાહેબ.
નામદાર ધોલપુરના મહારાણા.
આતરી વાળા સરદાર બસાકીંગ.
નામદાર કનાના કુંવર પ્રતાપસિંહ.
નામદાર ભાવનગરવાળા કુંવર જોરાવરસિંહ.
નામદાર જોધપુર વાળા મહારાવ અખેસિંહ.
નામદાર ગનદોઝ વાળા ઠાકોર ગોપાળસિંહ.
નામદાર જયપુર વાળા કુંવર અમરસિંહ.
નામદાર વિરપુર વાળા કુંવર રામસિંહ.
નામદાર કોતાહના ઠાકોર દેવસિંહ.
નામદાર કોતાહના કુંવર ખેમાનસિંહ.
નામદાર વેરના રાજા સમનદરસિંહ.
નામદાર રતલામ વાળા કુંવર ભારાસિંહ.
નામદાર ટોંકવાળા સાહેબ જાદા અમાનત-અલ્લા.
નામદાર છોટાઉદેપુર વાળા કુંવર રામસિંહજી.
નામદાર હૈદ્રાબાદવાળા નવાબ વલદ-ઉદ-દીન-ખાન.
નામદાર હોતીવાળા ખાનમહુમદ અકબરખાન.
નામદાર બરદરગા વાળા સરદાર મહુમદખાન
નામદાર આગા કાશમ શાહ.
નામદાર પાલણપુરવાળા સાહેબજાદા તાલેમહુમદખાન.

# હાથીઓ ઉપર.

નામદાર વાઇસરૉયના બે એ. ડી. કૅમ્પ.

નામદાર વાઇસરૉયના બેએ. ડી. કૅમ્પ.

નામદાર ડયુકઑફ કૉનૉટનો રસાલો.

નામદાર ડયુક ઑફ કૉનૉટનો રસાલો.

નામદાર વાઇસરૉયનો પ્રાઇવેટ સેક્રેટરી.

ગર્વનમેન્ટ ઓફ ઇન્ડીઆનો ફૉરીન ડીપાર્ટમેંન્ટનો સેક્રેટરી.

નામદાર વાઇસરૉયનો એ. ડી. કૅમ્પ.

નામદાર વાઇસરૉયનો મીલીટરી સેક્રેટરી.

# નામદાર વાઇસરૉય લૉર્ડ કરઝન અને લેડી કરઝન.

# નામદાર ડયુક અને ડચેસ ઑફ કૉનૉટ

# નામદાર હિંદુસ્તાનના મહારાજાઓ

## નિચેના ક્રમમાં હાથીઓ ઉપર.

નામદાર ગાયકવાડ ઓફ બરોડા. ના. નીઝામ ઓફ હૈદ્રાબાદ.

નામદાર મહારાજા ,, ત્રાવણકોર. ના. મહારાજા ,, મહિસોર.

નામદાર મહારાજા ઓફ કાશ્મિર.

ના. ગ્વાલિયરના મહારાજા.
ના. ઇંદોરના મહારાજા.
ના. રેવાના મહારાજા.
ના. ઓરચાના મહારાજા.
ના. દાતીયાના મહારાજા.
ના. ધારના રાજા.
ના. દિવાસના સગીરવયનારાજા
ના. દિવાસના રાજા.
ના. સમધરના મહારાજા.
ના. ચારખડીના મહારાજા.
ના. છત્રપુરના મહારાજા.
ના. રાયગઢના રાજાસાહેબ.
ના. નરસીંહગઢના રાજાસાહેબ
ના. પતિયાલાના મહારાજા.
ના. ભાવલપુરના નવાબ.
ના. નભ્ભાના રાજા.
ના. જીન્દના મહારાજા.
ના. કપુરથલાના રાજા.
ના. સિરમુરના રાજા.
ના. માલેર કોટલાના નવાબ.
ના. ફરિદ કોટના રાજા.

ના. જયપુરના મહારાજા.
ના. બુંદીના મહારાજા.
ના. બિકાનેરના મહારાજા.
ના. કોટાના મહારાજા.
ના. કારોલીના મહારાજા.
ના. જેસલમેરના મહારાજા.
ના. અલવારના મહારાજા.
ના. ટોંકના નવાબસાહેબ.
ના. શિરોહીના મહારાવ.
ના. ઝાલાવાડના રાજરાણા.
ના. કોલ્હાપુરના મહારાજા.
ના. કચ્છના રાવસાહેબ.
ના. ખૈરપુરના મીર.
ના. શહેર અને મોકાલાના સુલતાનો.
ના. સિકીમના મહારાજા.
ના. કુચબિહારના મહારાજા
ના. હિલટીપેરાના રાજા.
ના. રામપુરના નવાબ.
ના. બનારસના મહારાજા.
ના. તેહરીના રાજાસાહેબ.
ના. મોરબીના ઠા. સાહેબ.

ના. મણીપુરના રાજા, ના. વાંસદાના રાજા.
ના. લીંબડીના ઠાકોર સાહેબ. ના. બારીયાના રાજા.

નામદાર જંજીરાના નવાબ.

ના. મૉન્ગનાઇના સૉબવા. ના. કેન્ગ ટુન્ગના સૉબવા

# ગાડીઓમાં.

નામદાર ગ્રાન્ડ ડયુક ઑફ્ હેસ, અને તેનો રસાલો
તથા એસકોર્ટ.

મુંબઇનો નામદાર ગવરનર, રસાલો તથા અંગરક્ષકો.
મદ્રાસનો નામદાર ગવરનર, રસાલો તથા અંગરક્ષકો.
પંજાબનો લૅફ્ટેનૅન્ટ ગવરનર, રસાલો અને એસ્કોર્ટ.

# ઘોડા ઉપર.

હિંદી સેનાધિપતિ લૉર્ડ કીચનર, અને તેના ઍસકૉર્ટ
તરીકે એક લશ્કરી ઘોડેસ્વારોની ટુકડી.

# ગાડીઓમાં.

બરમાનો લેફ્ટેનેન્ટ ગર્વનર, રસાલો અને એસ્કોર્ટ.
આગ્રા અને આઉધના જોડાએલા પ્રાંતોના લૅફ્ટેનૅન્ટ ગવ-
ર્નર, રસાલો અને એસકોર્ટ.

નામદાર વાઇસરાયના ધારા સભાના સભાસદો ત્રણ
ગાડીયોમાં સાથે.

# ઘોડા ઉપર.

બંગાળનો સેનાધિપતિ અને રસાલો.

ખિલાતના ખાન–બલુચિસ્તાન ખાતેનો નામદાર વાઈસરૅાયનો એજન્ટ.

બલુચિસ્તાનના સરદારો,

વાયવ્ય સરહદના પ્રાંતો વડો કમિશનર.

પઠાણ સરદારો.

# ગાડીઓમાં.

આસામનો વડો કમિશનર; અને રસાલો તથા એસ્કૅાર્ટ નામદાર પ્રિન્સ ઑફ વેલ્સની પોતાની ૧૧ મી બંગાળ લેનસર્સ પલટણ.

આ હાથીઓ ઉપર હિંદના મુખ્ય રાજ્ય કર્તાઓ કે જેઓના ઝબ્બા અને પાઘડીઓ ઘરેણાંથી ચળકતાં હતાં, તેઓના હાથી લગભગ હિરા જડિત સોનેરી ઝભાથી ઢં-કાઇ ગયા હતા. જેમ હાથી આગળ ચાલતા તેમ સોનાના ઘંટ વાગતા સંભળાતા હતા. તેઓના દંતુશળ સોના રૂ-પાના દાગીનાથી શણગારેલા હતા. જે દરેક રાજા લાંબી વંશાવળીથી ઉતરી આવેલા લગભગ છ કરોડ માણસ ઉપર રાજ્ય કરે છે. એટલે કે બધી વસ્તીના ચોથા ભાગના અને વિશાળ દેશના અર્દ્ધ ભાગના સત્તાધારી છે. ઉપર બતા-

વેલા ક્રમ મુજબ દેશી રાજાઓ વિગેરે પોતાના હાથી ઉ-
પર તથા તેમની પાછળ ઇલાકાના હાકેમો વિગેરે પોતાની ગાડીમાં અને ઘોડા ઉપર સ્વાર થઈ ગોઠવાઈ ગયા હતા. અને તે બાદ બેંન્ડ અને બ્યુગલના સરોદ સાથ હવામાં ફડફડ ઉડતા વાવટાઓ અને ધ્વજાઓ સાથનું આ મહાન્ સરઘસ વાઈસરૉયની છાવણી તરફ જવા શહેરમાંથી ઉપડયું.

આ રીતે ગોઠવાએલું સરઘસ સ્ટેશન ઉપરથી નીકળીને કિવન્સ રોડને માર્ગે લોથીઅન રોડ તથા ખાસ રોડ ઉપર થઇને જુમા મસ્જીદ આગળ વધ્યું જયાંથી વળાણ લઇને હોસ્પીટૉલની બાજુમાંથી તે એસપલેન્ડ રોડ ઉપર થઇને દિલ્હીના પ્રખ્યાત લત્તા ચાંદની ચોકમાં આવ્યું આ ઠેકાણે લોકોના ટોળાનો સુમાર જ હતો નહિ.

સરઘસનો પુરો ઠાઠ અને દમામ સોના રૂપાની રત્ન જડિત અંબાડીયો વાળા, સોનેરી ઝુલતા હાથીઓ ઉપર રંગ બેરંગી કસબી શિર પેચ ધારણ કરી, રત્ન જડિત મુગટ ધારી મહા મુલ્યના વસ્ત્ર આભુસણથી સણગારાયેલા રજપુત રાજ્ય વંશીયો પ્રેક્ષકોની નજર આગળથી પસાર થતા દેખાતા હતા, અંબાડીમાં કોઈની બેઠક સમ ચોરસ તો કોઇની લંબ ચોરસ, કોઇની ગોળ તો કોઇની લંબ-ગોળ. કોઈની ખુરશી ઘાટની તો કોઈની સીંહાસનના આ-કારની, કોઈની વિક્ટોરીયા ગાડીના ઘાટની તો કોઈની બે

બાજુ વાઘના મુખના હાથવાળી, આ રીતે દરેક અંબાડીનો ઘાટ જુદી જ ઢબનો હતો. સર્વે હાથીઓ કદાવર અને લાંબા દંતુશળવાળાં હતાં, કેટલાએકના કાન વીંધી કડીયો પહેરાવેલી હતી, કેટલાએકને પગે ઝાંઝરો દેખાતી, અને કેટલાએકની કોટમાં લટકાવેલા સોના કે રૂપાનો ઘંટ અવાજ કરતો. સર્વ કદાવર હાથીના ટોળામાં એક ન્હાના હાથી ઉપર આરૂઢ થએલા એક યુવક રાજ કુમાર નજરનું આકર્ષણ કરતો હતો.

# દરબાર વખતે વાઈસરૉયનો સત્કાર

વાઇસરૉય અને ડયુક ઓફ કૉનૉટના દિલ્હી છોડયા અગાઉ જે મહાન નરોએ તેમની વિઝીટ લીધી. જેનો સુંદર દેખાવ, રાજા, મહારાજા અને દેશી કુમારોના રસાલા અને ગાડીઓ જેમાં, મુખ્યત્વે નામદાર હૈદ્રાબાદના નિઝામ, નામદાર વડોદરાના ગાયકવાડ સરકાર નામદાર માહિસોરના મહારાજા સાહેબ, સેનાધિપતી લૉર્ડ કીચનર ડયુક અને ડચેસ ઑફ કૉનાટ, વાઇસરૉય અને લેડી કરઝન વિગેરે, ભવ્ય અને ઝવેરાતથી ગરકાવ પોશાકની અંદર પસાર થાય છે. અને આખા હિંદુસ્તાનમાં ફક્ત એકજ સ્ત્રી રાજ્યકર્તા છે તે ભોપાળના માનવંતા બેગમ સાહેબ બહુજ ઉંચા પો-

શાકમાં દેખાય છે, અને તે પછી જે નાનાં છોકરાં દેખાય છે તે વાઇસરૉયની બે સુંદર દીકરીયો છે.

આ દરબારમાં હિંદના સઘળા ભાગોના હાકેમો, તથા મોટા સરકારી અમલદારો હાજર થયા હતા. જેમની સંખ્યા બહુ મોટી હોવાથી તે સર્વેનાં નામ આ નાની બુકમાં આપી શકાય નહિ, પણ મુખ્યત્વે મુંબઇનો ગવર્નર લૉર્ડ નૉર્થ કોટ મદ્રાસનો ગવર્નર લૉર્ડ એમથીલ, પંજાબનો લૅફ્ટેનૅન્ટ ગવર્નર, હિંદનો સેનાધિપતી લૉર્ડ કિચનર, બરમાનો લૅફ્ટેનૅન્ટ ગવર્નર સર. ટી. બી. ફ્રાઈ, બંગાળાનો કામ ચલાઉ લેફ્ટેનૅન્ટ ગવર્નર મી. બુરડીલો, આગ્રા અને આઉધનો જોડીયા પ્રાંતનો લેફ્ટેનેન્ટ સર, જેમ્સ—લાટુચ, એ સર્વે હાકેમોના રસાલાના અમલદારો, નામદાર વાઇસરૉયના કારોબારી કાઉન્સીલના સભાસદો ઑાનરેબલ સર, અડવર્ડ—લૉ, ઑાનરેબલ મી. ટૉમ્સ રાલે અને ઑાનરેબલ સર આરથર ત્રેવર, બંગાળ, મુંબઈ, મદ્રાસ અને પંજાબના લશ્કરના વડા સરદારો, અને તેમના રસાલાના અમલદારો, હૈદ્રાબાદ અને માહિસુર ખાતાના ઇંગ્રેજી રેસીડેન્ટો, રાજપુતાના, બલુચિસ્તાન, મધ્ય હિંદુસ્તાન અને વાયવ્ય સરહદ તરફના નવા પ્રાંતના ઇંગ્રેજ આડતીઆઓ અને આશામ તથા મધ્ય પ્રાંતોના વડા કમિશ્નરો, તથા હિંદના માનવંતા રાજ્ય કર્તાઓ કે જેઓ—

નામદાર અલીપુરાના રાવસા. ના. અલવારનામહારાજાસાહેબ
ના. ભાવલપુરના નવાબ સા. ના. વાસંદાના રાજા સાહેબ
ના. બારીયાના રાજા સાહેબ. ના. વડોદરાનાગાયકવાડસરકાર
ના. બરવાનીના રાણા સાહેબ ના. બનારસના મહારાજા સા.
ના. ભરતપુરનામહારાજાસાહેબ ના. ભાવનગરના ઠાકોરસાહેબ
ના. ભોપાલના બેગમ સાહેબ. ના. ભોરના પંતસચીવ સાહેબ
ના. બિકાનેરના મહારાજા સા. ના. બુંદીના મહારાવ રાજાસા.
ના. ખંભાતના નવાબ સાહેબ. ના. ચંબાના રાજા સાહેબ
ના. ચારખડીના મહારાજા સા. ના. છત્રપુરના મહારાજા સા.
ના. ચિત્રાલના મેહેતર સા. ના. કોચીનના રાજા સાહેબ.
ના. કુચબિહારના મહા. સા. ના. કચ્છના રાવ સાહેબ.
ના. દાંતીયાના રાજા સાહેબ. ના. દિવાસના સગીર વયના રાજા સાહેબ.
ના. દિવાસના રાજા સાહેબ. ના. ધારના રાજા સાહેબ.
ના. ધોલપુરના મહારાજ રાણા સાહેબ. ના. શીરના નવાબ સાહેબ
ના. થાલીના અમીર સાહેબ. ના. દુજનાના નવાબસાહેબ
ના. ડુંગરપુરના મહારાવલ સા. ના. ફરિદકોટના રાજા સા.
ના. ગોંડળના ઠાકોર સાહેબ. ના. ગ્વાલિયરના મહારાજા સા.
ના. હિલ ટીપેરાના રાજા સા. ના. હૈદ્રાબાદના નિઝામ સા.
ના. ઈડરના મહારાજા સાહેબ ના. ઇંદોરના મહારાજા સા.

ના. જયપુરના મહારાજા સા.
ના. જેસલમેરના મહારાવલ સા.
ના. જામુ અને કાશ્મીરના મહારાજા સાહેબ.
ના. જંજીરાના નવાબ સાહેબ
ના. ઝાલાવારના રાજરાણા સા.
ના. જાવરાના નવાબ સાહેબ
ના. જોધપુરના મહારાજા સા.
ના. ઝીન્દના રાજા સાહેબ.
ના. ખિલાતના ખાન સાહેબ.
ના. જુનાગઢના નવાબ સા.
ના. કપરથલાના રાજા સાહેબ
ના. કલસીયાના સરદાર સા.
ના. કેઓથલના રાજા સાહેબ
ના. કારોલીના મહારાજા સા.
ના. ખૈરપુરના મીર સાહેબ.
ના. ખૈરગડના રાજા સાહેબ.
ના. ના. કોલ્હાપુરના મહારાજા સાહેબ
ના. કિસનગઢના મહારાજા સા.
ના. કોટાના મહારાવ સાહેબ
ના. લાહેજના સુલતાન સા.
ના લાસબેલાના જામ સાહેબ
ના. લાવાના ઠાકોર સાહેબ.
ના. લીંબડીના ઠાકોર સાહેબ.
ના લોહારના નવાબ સાહેબ
ના. સલિરકોટલાના નવાબસા
ના. મણીપુરના રાજા સાહેબ
ના. મીરજનાવડા સરદારસા.
ના. સોહરભંજના રાજાસાહેબ
ના. મોરબીના ઠાકોર સાહેબ.
ના. માહિસુરના મહારાજા સા.
ના. નભ્ભાના રાજા સાહેબ.
ના. નાલગઢના રાજા સાહેબ.
ના. નરસિંહગઢનારાજાસાહેબ
ના નવાઈગઢનાખાન સાહેબ.
ના. ઓરચાનામહારાજાસાહેબ.
ના. પાલીતાણાના ઠાકોર સા.
ના. પતીયાલાના મહારાજાસા.
ના. પીપલોદાના ઠાકોર સા.
ના. પોરબંદરના રાણાસાહેબ.
ના. પુદુકોટાના રાજા સા.
ના રાયગઢના રાજા સાહેબ.
ના. રાજગઢના રાજાસાહેબ.
ના. રામપુરના નવાબસાહેબ.
ના. રતલામના રાજાસાહેબ.

ના. રેહરાખોલના રાજા સા. ના રેવાના મહારાજા સા.
ના. સમથરના મહારાજા સા ના. શાહપુરના રાજાધિરાજ સાહેબ.
ના. શેર અને મોકેલાના સુલતાન સાહેબ. ના સિરમુરના રાજા સાહેબ.
ના. શીરોહીના મહારાવ સા. ના. સોનપુરના રાજા સાહેબ.
ના. તેહરીના રાજા સાહેબ. ના. ટોંકના નવાબ સાહેબ.
ના. ત્રાવણકોરના મહારાજાસા. ના. ઉદેપુરના મહારાણા સા.

# બરમાના સરદારો.

ના. ગંતાવાડીના મોયઝા સા. ના, મોંગકોંઘના મોયઝા સા.
ના. સેનવીનના સૉબવા સાહેબ ના. મૉંગનાઇના સોબવા સા.
ના. કન્ગટુંગના સોબવા સા. ના. મૅંગવાનના સોબવા સા.
યાંગ હુવેના સોબવા સાહેબ.

આ સર્વે રાજ્ય કર્તાઓ પોતાના સંખ્યાબંધ રસાલા સાથે હિરા જડિત ઝળકતા પોશાકથી દરબારમાં વિરાજેલા હતા. જે વેળા દરબાર આગળ આવી પુગતા હતા, ત્યારે હિંદી પરદેશ ખાતાની ઑફીસના અમલદારો તેને આવકાર દઇ તેની બેઠક સુધી સાથે જતા હતા વળી તોપોનું માન મેળવનારા ચડતી પદવીના રાજાઓ અને મહારાજાઓ જ્યારે પધારે તેમને દરબારના મુખ્ય દરવાજા નજદીક ઉભેલી **ગાર્ડસ ઑફ ઑનર**ની ટુકડી તરફથી હથિયારો નમાવીને માન આપવામાં આવ્યુ હતું.

# આ ઉપરાંત.
# ધિ કીંગ એમપરર્સ પ્રોકલેમેશન
## એટલે
# બાદશાહી ઢંઢેરો.

દરબારના ગંજાવર હાલ એમ્ફી થીએટરમાં લશ્કરીઓની એક ટુકડી રાખવામાં આવી હતી; જે નામદાર વાઈસરાયના તખ્તવાળા તખતાની બરાબર હેઠળ સફ અમારીને ઉભી હતી, વળી દરબાર હાલના બીજા દરવાજાઓ નજદીક પણ **ગાર્ડસ ઑફ ઑનર**ની ટુકડીયો રાખવામાં આવી હતી, જે તે માર્ગે પસાર થતા હાકેમો અને રાજ્ય ર્ક્તાઓને હથિઆર નમાવી માન આપતી હતી.

૧૮૫૭ ના હિંદી બળવા વખતના બુઝરંગ બહાદુર સિપાઇઓ પોતાની છાતીએ સુરવીર પણાના સંખ્યાબંધ ચાંદ લટકાવી જુની ઢબ છબ અને તોર સાથે કુચ કરતા દેખાતા હતા. જેને **બે હજાર માણસોના ભેગા બેંન્ડે** એક લશ્કરી સરોદ વગાડી તેમને આવકાર દીધો હતો. આ બેંડ કેવું ગંજાવર હતું, તેનો ખ્યાલ એટલા ઉપરથી આવશે કે તેમાં લગભગ બે હજાર માણસો ભેગાં વાજીંત્ર વગાડનાર હતા અને એક શહેનશાહી દરબારને છાજતા પોતાના સુંદર સરોદથી સર્વે દરબારીઓને રીઝવ્યા હતાં.

# ઍમ્ફિથીયેટર
# અને
# ૧૦૦૦૦ સ્પેકટેટર્સ.

નામદાર ડ્યુક અને ડચેસ ઓફ કોનોટ, અને નામદાર વાઇસરોય અને લેડી કરઝનનું આવી પહોચવું અને એમ્ફિથીયેટરની અંદર દાખલ થયેલા ૧૦૦૦૦ મનુષ્યના મ્હોટા સમાજનો સંપુર્ણ દેખાવ અને નામદાર વાઈસરોયનું સ્પીચ (બાદશાહી ઢંઢેરો) અને તેને લગતા બધા બનાવો.

સર્વથી અગત્યનો અને રોબદાર દેખાવ સાડત્રીશ હજાર સિપાઈનું લશ્કર હિંદના ખુદ વડા સેનાધિપતીની દેખરેખ હેઠળ દરબાર હોલની બહાર ગોઠવાએલું હતું, જે દરબાર હોલ સામેના ગંજાવર મેદાનમાં તેમજ વાઈસરોયની છાવણીના રસ્તા ઉપર સફ સમારીને ઉભું હતું.

અપુર્ણ.

"Progress, Push and Promptness."

**Our interest and our aim,**

# A GOOD SHOW WITH

# THE BIOSCOPE.

## THE BIOSCOPE, EXHIBITED BEFORE ALL THE RULERS OF THE WORLD.

## TERMS.

FOR FIRST CLASS RULERS AND CHIEFS,

I want two days Notice for the first Exhibition and half a day for the 2nd Exhibition.

☛ PLEASE NOTE, no Exhibition must be postponed ( after Appointment ) or else we will charge fee Rs. 150. nett.

No appointment with be accepted without previous Notice for two days.

(PRICE FOR EACH EXHIBITION.)

Fee for one hour—Rs. 150. nett.
Do do two hours-Rs. 225. nett.
Do do three hours-Rs. 300. nett.

☛ Please Note, should our BIOSCOPE be retained at princes or Rulers' Palaces, we will charge Fee Rs. 50 for each night.

**B. M. VERMA.**
PROPRIETOR OF THE BIOSCOPE.
The Bombay Cinematographic Co.

AHMEDABAD,
PRINTED AT THE UNION PRESS.
A. D. 1903,